૭૨૯૯



તપસ્વીજી માણેકચંદજી સ્વામી
પાસે શુદ્ધ કરાવેલ

# શ્રી સામાયક.

તથા

# શુદ્ધ શ્રદ્ધા સ્વરૂપ



શ્રી પોરબંદર સ્થાનકવાસી જૈનશાળા
મારફત

## શિખનારને ભેટ.

ગોસળીયા કપુરચંદ રામજી તરફથી
પોરબંદર.

પ્રત ૪૦૦૦.

સંવત ૧૯૫૫——સને ૧૮૯૯.

અમદાવાદ યુનિયન પ્રિ. પ્રે. કંપની લિમિટેડ.



૭૨૯૯

# શ્રી સામાયક.

તથા

## શુદ્ધ શ્રદ્ધા સ્વરૂપ.

શ્રી પોરબંદર સ્થાનકવાસી જૈનશાળા

મારફત

શિખનારને ભેટ.

ગોસળીઆ કપુરચંદ રામજી તરફથી.

દોહા.

અશુભ કર્મકે હરણકું, મંત્ર બડો નવકાર;
વાણી દ્વાદશ અંગમે, દેખ લીઉ તત્વ સાર.
એક અક્ષર નવકારરો, શુદ્ધ ભણે જે સાર;
તે બાંધે શુભ દેવરો, આયુષ અપરંપાર.

અમદાવાદ યુનિયન પ્રિ. પ્રે. કંપની લિમિટેડ.

# ☛ વિજ્ઞપ્તી.

આ પુસ્તક ધર્મ સંબંધી છે
માટે ઉઘાડે મોઢે તથા
દીવાને અજવાળે
વાંચવું નહીં.

ધર્મ બુદ્ધિવાળા મનુષ્ય હમેશાં પારકી સ્ત્રીને માતા સમાન, પારકા ધન્યને માટ્ટી સમાન અને સર્વ પ્રાણીને પોતા સમાન ગણેછે-ધન્યછે એવા ખરા બહાદુરોને !!!

# શિખનારને અગત્યની સુચના.

પ્રિય વાંચનાર ! અનંત કોટી જન્માંતરો નિરર્થક ગયા, અને છેવટે આ દુઃખમ કાળના ખેદકારક વખતમાં દેવતાને પણ દુર્લભ એવો આ **મનુષ્ય** ભવ પ્રાપ્ત થયો છે. હવે તારે શુભ કાર્યો કરી મોક્ષરૂપ નગરના ધોરી રસ્તા ઉપર ચઢી જવાનો ખરેખરો વખત હાથ આવ્યોછે, તે જો ખોઇશ અને આ સ્વપ્નાસરીખા તથા અસાર સંસારમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, માન, વિગેરે દુરાચરણોમાં જોડાઇને પ્રમાદમાં બેસી રહીશ તો તારી શી ગતી થશે? ફરીને ક્યાં ક્યાં રઝળવું પડશે ! અને પાછા ચોરાશી લાખ જીવાજોનીના ફેરામાં પડી ફરી **મનુષ્ય** ભવ પામવાને ક્યારે શક્તિવાન થઇશ ? આ ફાની દુનિઆમાં કોઇ તારૂં નથી, તું કોઇનો નથી. તેમજ સંસારી સુખ મધબીંદુવા સમાન, ક્ષણભંગુર સ્વપ્ના સરીખાં, દુર્ગતીના દાતારઅને ખોટાંછે; એ કહેવામાત્ર સુખછે, બાકી ખરેખર દુઃખજછે; અને આ ભવ અટવીના ફેરામાં તેવા દરેક સુખનો તેં અનુભવ લીધેલછે, તેમજ દરેક સુખને ચુસી ચુસીને ફેંકી દીધેલછે, માટે તેમાંને તેમાં હવે તારે આશક્ત રહેવું યોગ્ય નથી;

કારણકે અનતીવાર તેનો અનુભવ લીધો અને તેમાંજ મગ્ન રહી ચોરાશીલાખ જીવાયોનીમાં ભ્રમણ કર્યું અને પરીણામે અત્યંત દુઃખ ભોગવ્યું. વાસ્તે એ પુદગળીક ખોટાં ને દુઃખદાઇ સુખ તરફ વલણ ખેંચનાર મનોવૃત્તિઓથી તુ હવે આડે રસ્તે દોરાઇ નજતાં, તેમના ઉપર પુર્ણ જય મેળવ અને તારી મનોવૃત્તિઓ વને દોરેનહીં એમ તેમના ઉપર અંકુશ રાખ; જેથીકરીને પરીણામે તેની તેજ મનોવૃત્તિઓ જે તને ભવ સમુદ્રમાં ડુબાવી દેતી હતી તેજ તને સહાયરૂપ થઇને સપાટીપર લાવી તારકરૂપ થઇ પડશેજ. વળી પૃથ્વીના પતિઓ, મોટા મોટા રાજાઓ, ચક્રવર્ત્તિઓ, વગેરે પોતાના રાજપાટ અને ભોગ વિલાસ તજીને આ સંસાર છોડી ચાલ્યાગયા છે, અને જાયછે, એ બધા નજરે દેખેછે; માટે એવા ખોટા ક્ષણભંગુર નેસ્વપ્નાસરીખા સંસારમાં પૂર્વ પુન્યના સંજોગે શ્રી જૈનરાજ દેવ પ્રણિત સાચો ધર્મ તુંપામ્યોછે છતાં આત્માનો ઓદ્ધાર નહીં કર તો પછી ક્યારે કરીશ? હવે એવા ખોટા સુખમાં મચી ન રહેતાં શ્રી જૈનરાજ દેવના વચન ઉપર પાકી આસ્થા રાખ, અને તેમણે દર્શાવેલ સિદ્ધમાર્ગે તું ચાલ્યો જા. અને શુદ્ધ શ્રદ્ધારૂપ

પાયો મજબુત નાખીને ધર્મ ગુરૂ દ્વારાએ શાસ્ત્ર બોધ હમેશાં સાંભળી અસત્ય,' કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર લોભ વિગેરે વિગેરે દુરાચરણોનો ત્યાગ કરવા બનતી તજવીજ રાખી દાન, શીયળે, તપ, ભાવ,ક્ષમા, દયા વિગેરે વિગેરે અનેક સદ્દગુણો ગ્રહણ કરીને સત્ય ધર્મનું ખરા ભાવથી આરાધન કર.

એ પ્રમાણે સત્ય ધર્મમાં પ્રવેશ કરવામાં પ્રથમ વિનય પૂર્વક જ્ઞાન ગ્રહણ કરવું જોઇએ. વળી વિનય અને વિવેકથીજ જ્ઞાન ખરેખર ફળીભૂત થાયછે તેમજ ધર્મમાં વૃદ્ધિ થાય છે; તેમજ શ્રીજૈન ધર્મનું મૂળ એક વિનયને બીજું સમકિત છે, માટે વિનય સહિત હમેશાં જ્ઞાનનો અભ્યાસ કરવાની શરૂઆતથીજ ટેવ રાખવીજોઇએ, અને એ પ્રમાણે શુદ્ધ શ્રદ્ધારૂપ મજબૂત પાયો નાખીને જ્ઞાનનો અભ્યાસ હમેશાં ચાલુ રાખવા દૃઢ નિશ્ચય કરી, પ્રથમ શ્રીસામાયકનો અભ્યાસ કરવોજોઇએ, અનેમૂળ પાઠની સાથે તેના અર્થ પણ જરૂર શીખવા જોઇએ; કારણકે પોપટીયાજ્ઞાનથી ધર્મસંબંધી ભાવાર્થ બીલકુલ સમજી શકાતો નથી. માટે જે જે ધર્મ જ્ઞાન સંપાદન કરવું તેમાં પુરતું લક્ષ રાખી સ્થિર ચિત્તથી અભ્યાસ

કરવાનો મહાવરો રાખતાં હમેશાં બધાના અર્થ શિખવા પૂરતી કાળજી રાખવાથી બહોળો ફાયદો થાય છે.

---

# सामायक करवानी रीती लखी छे.

પ્રથમ મુહપતિ પડીલેહણ કરી બાંધવી, પથરણું જોઇને પાથરવું તથા ગોછો રજોહરણો પડીલેહણ કરી રાખવો લઘુનિતનું ભાજન જોઇ રાખવું, પહેરવાનું કપડું હાથ પાંચનું રાખવું, ને ઓઢવાનું કપડું હાથ સાડાપાંચનું રાખવું. પ્રથમ નવકાર ભણી તિખુત્તો, ઇરિયાવહિ તથા તસ્સઉતરીનો પાઠ ભણી ઇરિયાવહિનો તથા એક નવકારનો કાઉસગ્ગ કરવો. અને લોગસ્સ ભણી સામાયકની આજ્ઞા માગવી. અને સામાયક આદરવાની વિધિ ભણી ઉપર ત્રણ નમોથ્થુણં ભણવાં. તેમજ સામાયક પાળવામાં લોગસ્સ સુધીજ ઉપર પ્રમાણે બધા પાઠ ભણી પાળવાની વિધિ ભણી ઉપર ત્રણ નમોથુણું ભણવાં.

☞ **આ પુસ્તક ધર્મ સંબંધી છે માટે ઉઘાડે મોઢે તથા દીવાને અજવાળે વાંચવું નહીં.**

---

॥ श्री गौतम गुरुभ्यो नमः ॥

# श्री सामायक वृत.

## पाठ १.

## નવકાર મંત્ર.

નમો—નમસ્કાર હોજો.

અરિહંતાણં—કર્મરૂપ શત્રુઓને હણનાર એવા શ્રી અરિહંત દેવને.

નમો—નમસ્કાર હોજો.

સિદ્ધાણં—સકળ કાર્ય સાધ્યાં એવા શ્રીસિદ્ધ ભગવાનને.

નમો—નમસ્કાર હોજો.

આયરિયાણં—છત્રીશ ગુણે કરી સહીત એવા શ્રીઆ-ચાર્યજીને.

નમો—નમસ્કાર હોજો.

ઉવજ્ઝાયાણં—શુદ્ધ સૂત્રાર્થ પોતે ભણે અને બીજાને ભણાવે એવા શ્રી ઉપાધ્યાયજીને.

નમો—નમસ્કાર હોજો.

લોએ—અઢી દ્વિપરૂપ લોકને વિષે.
સવ્વસાહુણં—સર્વ સાધુજીને જે જ્ઞાન, દર્શન, ચારીત્ર અને તપના સાધનાર છે.

---

## पाठ २.

## તિખ્ખુત્તો અથવા વંદણા.

તિખ્ખુત્તો—ત્રણવાર.
આયાહિણં—બેહાથ જોડી જમણાકાનથી ડાબા કાન સુધી.
પયાહિણં—પ્રદક્ષિણા કરીને.
વંદામિ—વાંદુછું.
નમંસ્સામિ—(પાંચ અંગ નમાવી)નમસ્કાર કરૂં છું.
સક્કારેમિ—સત્કાર દઉંછું.
સમાણેમિ—સન્માન દઉંછું.
કલ્યાણં—હે સ્વામિ તમે કલ્યાણકારી છો.
મગલં—મંગળકારી છો.
દેવયં—ધર્મદેવ સમાન છો.
ચેઇયં—જ્ઞાનગુણસંપન્નછો. છકાયજીવને સુખદાયકછો.

પજ્જુવાસામિ—(મન, વચન, કાયાએ) સેવા કરૂં છું.

---

## પાઠ ૩.

## ઇરિયા વહિ.

ઇચ્છામિ—ઇચ્છું છું.

પડિક્કમિઉં—પાપ કર્મથી નિવર્તવાને.

ઇરિયા—રસ્તામાં.

વહિયાએ—ચાલતી વખતે (અજાણપણાથી.)

વિરાહણાએ—(કોઇપણ જીવની) વિરાધના કરી હોય.

ગમણાગમણે—જતાં આવતાં.

પાણક્કમણે—પ્રાણી (હરકોઈ જીવને) કચર્યાં હોય.

બીયક્કમણે—બીજ કચર્યાં હોય.

હરિયક્કમણે—લીલી વનસ્પતિ કચરી હોય.

ઉસા—ઝાકળ, ઠાર.

ઉત્તિંગ—કીડીયારાં, વિગેરે જીવનાં દર.

પણગ—પંચવર્ણી લીલફુગ.

દગ—કાચું પાણી.

મટ્ટિ—કાચી માટી.

**મક્કડા**—કરોળીઆનાં પડ.

**સંતાણા**—કરોળીઆની જાળ.

**સંક્રમણે**—એ સર્વને કચર્યા હોય.

**જેમેજીવા**—આ તથા બીજા જે, કોઇ જીવની, મેં

**વિરાહિયા**—વિરાધના કરી હોય, દુઃખ દીધું હોય.

**એગેંદિયા**—એક ઇંદ્રિવાળા જીવ પૃથ્વી પાણી વિગેરે.

**બેઇંદિયા**—બે ઇંદ્રિવાળા જીવ કીડા, પોરા વિગેરે.

**તેઇંદિયા**—ત્રણ ઇંદ્રિવાળા જીવ કીડી મંકોડા વિગેરે.

**ચઉરિંદિયા**—ચાર ઇંદ્રિવાળા જીવ માંખી તીડ વિગેરે.

**પંચિંદિયા**—પાંચ ઇંદ્રિવાળા જીવ દેડકા વિગેરે.

**અભિહયા**—સામા આવતા હણ્યા હોય.

**વત્તિયા**—ધુળે કરી ઢાંકયા હોય.

**લેસીયા**—ભોંય કે ભીંત સાથે મસળ્યા હોય.

**સંઘાઇયા**—એક બીજા સાથે અથડાવ્યા હોય.

**સંઘટ્ટિયા**—થોડો સ્પર્શ કરી દુઃખ દીધું હોય.

**પરીયાવિયા**—સર્વ પ્રકારે પીડા ઉપજાવી હોય.

**કિલામિયા**—કિલામના ઉપજાવી હોય.

**ઉદ્દાવયા**—ધાસકો પાડયો હોય.

ઠાણા—રેહેવાના ઠેકાણેથી.
ઉઠાણં—બીજે ઠેકાણે.
સંકામિયા—મુકયા હોય.
જીવિયાઓ—જીવતર થકી
વવરોવિયા—ચુકવ્યા હોય, નાશ કર્યા હોય.
તસ્સ—તે
મિચ્છામિ દુક્કડં—ખોટું કીધું મારે જીવે તે નિષ્ફળ થાઓ.

---

## પાઠ ૪.

## તસ્સ ઉત્તરી.

તસ્સ—તેને (ઇરિયા વહિમાં દર્શાવેલ પાપને.)
ઉત્તરીકરણેણં—વિશેષ શુદ્ધ કરવા સારૂ.
પાયછિત્તકરણેણં—લાગેલાં પાપનું છેદન કરવા સારૂ.
વિસોહિકરણેણં—આત્માને વધારે નિર્મળ કરવા સારૂ.
વિસ્સલ્લિકરણેણં-કપટ, નિયાણું, અને મિથ્થાત્વ, એ ત્રણ સલ્ય રહિત કરવા સારૂ,
પાવાણં—અઢાર પ્રકારનાં પાપ.
કમ્માણં—આઠ પ્રકારનાં અશુભ કર્મ. (એ સર્વને)

નિદ્ધાયણ્ઠ—ટાળવાને.

ઠાએ—અર્થે.

ઠામિકરેમી—એક ઠામે રહીને કરૂંછું.

કાઉસ્સગ્ગં—કાયાને હલાવવી નહીં તે (પરંતુ તેમાં)

અન્નથ્થ—આટલી છુટ રાખું છું.

ઉસ્સસિએણું—ઉંચો શ્વાસ લેવાથી. ૧

નિસ્સસિએણું—નીચો શ્વાસ મુકવાથી. ૨

ખાસિએણું—ઉધરસ આવવાથી. ૩

છિએણં—છીંક આવવાથી. ૪

જંભાઇએણું—બગાસું આવવાથી. ૫

ઉડુએણં—ઓડકાર આવવાથી. ૬

વાયનિસગ્ગેણું—વાસરવાથી. ૭

ભમલિએ—ભમરી-ચકરી આવવાથી. ૮

પિત્ત, મુચ્છાએ—પીત ચડતાં (ઉલટી થવાને લીધે)
    મુર્છા આવવાથી. ૯

સુહુમેહિં—સુક્ષ્મ એટલે થોડુંક.

અંગ—શરીર.

સંચાલેહિં—હલવાથી. ૧૦

સુહુમેહિં—સુક્ષ્મ એટલે થોડુંક.

ખેલસંચાલેહિં—બળખો વિગેરે આવવાથી, હ-
લવાથી. ૧૧

સુહુમેહિં—સુક્ષ્મ-થોડીક.

દિઠિસંચાલેહિં—આંખનીનજર (સ્થિર રાખતાંછતાં)
હલવાથી. ૧૨

એવમાઇએહિં—એ આદી મનમાં ધાર્યાં હોય તે.૧૩

આગારેહિં—આગાર એટલે છુટથી.

અભગ્ગો—ભાંગે નહિ.

અવિરાહિઓ—હાણિ પોહોંચે નહીં.

હુજ્જમેકાઉસગ્ગો—મારો કાઉત્સર્ગ હોજો.

જાવ—જ્યાંસુધી.

અરિહંતાણં—શ્રી અરીહંત દેવને.

ભગવંતાણં—શ્રી ભગવંતજીને.

નમોક્કારેણં—નમસ્કાર કરૂં.

નપારેમિ—ધ્યાન મુકું નહીં. પાળું નહીં.

તાવ—ત્યાંસુધી.

કાયં—મારી કાયાને.

ઠાણેણં—એક ઠેકાણે સ્થિર રાખીને.

મોણેણં—મૌનપણે એટલે અબોલરહીને.

ઝાણેણં—ધર્મધ્યાને કરીને એકાગ્ર ચિત્ત.
અપ્પાણં—મારી કાયા તે સાવદ્ય જોગ રૂપ આત્માને
વોસિરામિ—હું તજું છું.
આ ઠેકાણે ઇરિયાવહીનો કાઉસગ્ગ કરવો ને નમો અરિહંતાણં કહીને કાઉસગ્ગ પાળવો.

---

## પાઠ ૯.
## લોગસ્સ.

લોગસ્સ—લોકને વિશે.
ઉજ્જોયગરે—ઉદ્યોત-પ્રકાશના કરનાર.
ધમ્મ—ધર્મ (તથા.)
તિથ્થયરે—તિર્થના સ્થાપનાર.
જિણે—રાગદ્વેષ જીતનાર.
અરિહંતે—કર્મરૂપ શત્રુને હણનાર શ્રી અરીહંતદેવની.
કિત્તઇસ્સં—કીર્તિ કરૂંછું. સ્તુતિ કરૂંછું.
ચઉવીસંપિ—ચોવીશે તીર્થંકર તથા તે સિવાય
બીજા પણ.
કેવલી—કેવળ જ્ઞાની.

**ઉસભ**—શ્રી રીખભદેવ સ્વામી. ૧
**મજિયં ચ વંદે**—શ્રી અજીતનાથ સ્વામીને વાંદું છું. ૨
**સંભવ**—શ્રી સંભવનાથ સ્વામી. ૩.
**મભિનંદણં ચ**—શ્રી અભિનંદન સ્વામી. ૪. વળી
**સુમઈંચ**—શ્રી સુમતિનાથ સ્વામી. ૫.
**પઉમપ્પહ**—શ્રી પદ્મપ્રભુ સ્વામી. ૬.
**સુપાસં**—શ્રી સુપાર્શ્વનાથ સ્વામી. ૭.
**જિણં ચ**—રાગદ્વેષનાં જીતનાર. વળી
**ચંદપ્પહંવંદે**—શ્રી ચંદ્રપ્રભુ સ્વામીને વાંદુ છું. ૮.
**સુવિહિં ચ પુપ્ફદંતં**—શ્રી સુવિધનાથ સ્વામી(બીજું નામ પુષ્પદંત સ્વામી તેમને). ૯.
**સિયલ**—શ્રી શીતળનાથ સ્વામી. ૧૦.
**સિજ્જંસ**—શ્રીશ્રેયાંસનાથ સ્વામી. ૧૧.
**વાસુપુજ્જં ચ**—શ્રી વાસુપુજ્ય સ્વામી. ૧૨.
**વિમળ**—શ્રી વિમળનાથ સ્વામી. ૧૩.
**મણંતં, ચ**—શ્રી અનંત સ્વામી. ૧૪. વળી
**જિણં**—રાગદ્વેષના જીતનાર.
**ધમ્મ**—શ્રી ધર્મનાથ સ્વામી. ૧૫.
**સંતિ ચ, વંદામિ**—શ્રીશાંતીનાથ સ્વામીનેવાંદું છું.૧૬

કુંથું—શ્રી કુંથુંનાથ સ્વામી. ૧૭.
અરં ચ—શ્રી અરનાથ સ્વામી. ૧૮. વળી
મલ્લિં—શ્રી મલ્લીનાથ સ્વામી. ૧૯.
વંદે—વાંદુછું.
મુણીસુવ્વયં—શ્રી મુનીસુવ્રત સ્વામી. ૨૦.
નમિજિણં ચ—શ્રી નમીનાથ સ્વામી રાગદ્વેષના જીતનાર. ૨૧. વળી
વંદામિ——વાંદુ છું.
રિઠનેમિ—શ્રી અરિષ્ટનેમીઅથવા નેમનાથસ્વામી.૨૨
પાસંતહ—શ્રી પાર્શ્વનાથ સ્વામી. ૨૩.
વદ્ધમાણંચ—ને શ્રી વર્ધમાન સ્વામી ( માહાવીર સ્વામી ). ૨૪.
એવંમએ—એ પ્રકારે મેં.
અભિથુયા—નામે કરી સ્તુતિ કરી; તે ચોવીસ તીર્થંકર કેહેવા છે ?
વિહુય—ટાળ્યા છે.
રયમલા—કર્મરૂપી રજ મેલ.
પહીણજરમરણા—જરા અને મરણના દુઃખ ખપાવ્યાં છે.

ચઉવીસંપિ—ચોવીશે તીર્થંકર તથા બીજા પણ.
જિણવરા—જીનવર દેવ, સામાન્ય કેવળજ્ઞાની.
તિત્થયરામે—તિર્થંકર દેવ. મને
પસીયંતુ—પ્રસન્ન થાઓ.
કિત્તિય—શુભ વચન યોગે કીર્તી-સ્તુતિ કરૂંછું.
વંદિય—શુભ કાય યોગે વંદણા કરૂંછું વાંદું છું.
મહિયા—શુભ ધ્યાન યોગે કરી પૂજ્યા.
જેએલોગસ્સ—જે લોકને વિષે.
ઉત્તમાસિદ્ધા—ઉત્તમ સિદ્ધ પદ પામ્યા. તે સિદ્ધ
ભગવંતજી.
આરૂગ્ગં—સર્વ રોગ રહિત જે મોક્ષ તેને અર્થે
બોહિ લાભં—સમકિત બોધની પ્રાપ્તી અને
સમાહિ વર—શુદ્ધ ભાવ સમાધિ એ બે વાનાં પ્ર-
ધાન મુખ્ય તેમજ.-
મુતમં દિંતુ—ઉત્કૃષ્ટ તે મને આપો.
ચંદેસુ—ચંદ્રમાથી અધિક.
નિમ્મલયરા—નિર્મળ છો.
આઇચ્ચેસુ અહિયં પયાસયરા—સુર્ય થકી અ-
ધિક પ્રકાશ કરનાર છો.

સાગર વર—સમુદ્ર મોટો તેની પેરે.
ગંભીરા—ગંભીર છો.
સિદ્ધા—એવા હે સિદ્ધ ભગવાન!
સિદ્ધં—મુક્તિ પદ.
મમં દિસંતુ—મને આપો.

લોગસ્સકહ્યા પછી પંચ અંગ નમાવી તિખ્ખુત્તાનો પાઠ ત્રણવાર ભણી ઉઠ બેસની વંદણા કરવી. અને શ્રી ગુરૂ આદિક પાસે સામાયકની આજ્ઞા માગવી; અને ગુરૂન હોયતો પૂર્વ તથા ઉત્તર દિશા સન્મુખ ઉભા રહીને શ્રી મંદિર સ્વામીની આજ્ઞા માગવી.

---

# पाठ ६.
## સામાયક આદરવાની રીત.

દ્રવ્ય થકી—(સમતા થકી ઉત્તમ વસ્તુનો સ્વભાવ
ગ્રહણ કરવા બાદ) કાયાએ.
સાવજ્જ જોગના—પાપ કર્મ કરવાની.
પચ્ચખાણ—બંધી કરૂં છું.
ક્ષેત્ર થકી—જમીનથી.

આખા લોક પ્રમાણે—સર્વ લોક પ્રમાણે.

કાળ થકી—તેનો વખત.

બેઘડી ઉપરાંત ન પાળું ત્યાંસુધી—બેઘડી ઉપરાંત સ્થિરભાવ રહે ત્યાં સુધી.

ભાવ થકી—મારા શુદ્ધ અંતઃકરણે કરી.

છકોટીએ—૭ પ્રકારે.

પચ્ચખાણ—બંધી કરૂંછું.

કરેમિભંતે—કરૂં છું હે પુજ્ય.

સામાઇયં—સમતારૂપ સામાયક. ( તેમાં )

સાવજ્જં—પાપના.

જોગં—વ્યાપાર એટલે કામની.

પચ્ચખામિ—બંધી કરૂં છું.

જાવ—જ્યાં સુધી.

નિયમ—મર્યાદા કરી છે ત્યાં સુધી.

પજ્જુવાસામિ—સેવા ભકતી કરૂંછું.

દુવિહં—બે કરણે.

તિવિહેણં—ત્રણ જોગે.

નકરેમિ—હું પોતે પાપ કરૂં નહીં.

નકારવેમિ—બીજા પાસે પાપ કરાવું નહીં.

મણુસા—મનની કલ્પના કરીને.
વયસા—વચન બોલીને.
કાયસા—કાયા પ્રવરતાવીને.
તસ્સભંતે—તે સર્વ પાપ રૂપ વ્યાપારને હે પુજ્ય
પડિક્કમામિ—તજું છું.
નિંદામિ—(તેવા પાપના કૃત્યને) ધિક્કારૂં છું-નિંદું છું.
ગરિહામિ—ગુરૂની સાક્ષીથી ગ્રહણ કરૂં છું.
અપ્પાણું—અશુભ જોગમાં જતા મારા આત્માને.
વોસિરામિ—તજું છું.

---

## પાઠ ૭
# નમોથ્થુણં.

નમોથ્થુણં—નમસ્કાર હોજો.
અરિહંતાણં—શ્રી અરિહંત દેવને.
ભગવંતાણં—શ્રી સિદ્ધ ભગવંતજીને. તે ભગવંતજી
કેવા છે.
આઇગરાણં—ધર્મની આદિના કરનાર છે.
તિથ્થયરાણં—ચાર તીર્થના સ્થાપનાર છે.

સયંસંબુદ્ધાણં—પોતાની મેળે બુઝયા. (ઉપદેશવિના)
પુરિસોત્તમાણં—પુરૂષમાંહે ઉત્તમ.
પુરિસસિહાણં—પુરૂષમાંહે સિંહ સમાન.
પુરિસવરપુંડરિયાણં—પુરૂષમાં ઉજવળ પુંડરીક કમળ સમાન.
પુરિસવરગંધહથ્થીણં—પુરૂષમાંહે પ્રધાન ગંધ હસ્તી સમાન.
લોગુત્તમાણં—લોકમાંહે ઉત્તમ.
લોગનાહાણં—લોકના નાથ.
લોગહિયાણં—લોકના હિતકારી.
લોગપઇવાણં—લોકને વિષે દીપક સમાન.
લોગપજ્જોયગરાણં—લોકમાંહે ઉદ્યોતના કરનાર.
અભયદયાણં—અભયદાનના દેનાર.
ચખુદયાણં—જ્ઞાનરૂપ ચક્ષુના દેનાર.
મગ્ગદયાણં—(ભુલ્યા ભવીને)મોક્ષ માર્ગના બતાવનાર.
સરણદયાણં—(ત્રિવિધ તાપનોડર રાખે તેને) શરણના દેનાર.
જીવદયાણં—સંજમરૂપ જીવતરનાં દેનાર.
બોહિદયાણં—સમકિતરૂપ બોધના દેનાર.

**ધમ્મદયાણં**—ધર્મના દાતાર.
**ધમ્મદેસિયાણં**—ધર્મનો ઉપદેશ દેનાર.
**ધમ્મનાયગાણં**—ધર્મના નાયક.
**ધમ્મસારહિણં**—ધર્મરૂપ રથના સારથી.
**ધમ્મવરચાઉરંત**—ધર્મનેવિષે ચાર ગતિનોઅંત કરવા માટે.
**ચક્કવટ્ટિણં**—ચક્રવર્તિ સમાન.
**દીવો**—સંસારરૂપ સમુદ્રમાં બેટ સમાન.
**તાણં**—દુઃખના નિવારણ કરનાર.
**સરણ**—આધાર.
**ગઇ**—ચારગતિમાં.
**પઇઠ્ઠા**—પડતા જીવને (સંસારમાં ધસી પડતા જીવને આધારભૂત).
**અપડિહયવરનાણ**—કોઈ પદાર્થથી અટકે નહીં એવા પ્રધાન જ્ઞાન તથા
**દંસણધરાણં**—દર્શનના ધરનાર.
**વિયટ્ટછઉમાણં**—છદ્દ મસ્તપણું ગયું છે.
**જિણાણં**—રાગદ્વેષને જીતનાર.
**જાવિયાણં**—બીજાને જીતાવનાર.

તિન્નાણં—ભવરૂપ સંસાર સમુદ્રના તરનાર.
તારયાણં—બીજાને તારનાર.
બુદ્ધાણં—પોતે તત્વ જ્ઞાનના જાણનાર.
બોહિયાણં—બીજાને તત્વ જ્ઞાન સમજાવનાર.
મુત્તાણં—પોતે મુકાણાં (બહારતથાઅંતરના બંધનથી)
મોયગાણં—બીજાને મુક્ત કરનાર.
સવ્વન્નુણં—સર્વ જ્ઞાની.
સવ્વદરિસિણં—સર્વ પદાર્થના દેખનાર,
સિવ—ઉપદ્રવ રહિત.
મયલ—અચળ.
મરૂય—રોગ રહિત.
મણંત—મરણ રહિત.
મખય—ક્ષય રહિત.
મવ્વાબાહ—બાધા પીડા રહિત.
મ પુણરાવત્તિ—ફરી અવતરવું નથી એવી.
સિદ્ધિ ગઇ—સિદ્ધની ગતિ.
નામધેયં—એવું અમર નામ.
ઠાણં સંપત્તાણં—એવું સ્થાનક તમો પામ્યા છો.(તેને)
નમો—મારો નમસ્કાર હોજો.

જિણાણું—કર્મરૂપી શત્રુને જીતનારને.
જિયભયાણં—સાત ભયના જીતનારને.

પહેલું નમોથ્થુણં શ્રીસિદ્ધ ભગવંતજીને કહેવું. બીજું શ્રી અરિહંત દેવને કહેવું. તેમાં ઠાણં સંપતાણં ને બદલે ઠાણં સંપાવિઉ કામાણં કહેવું ને પછીના બોલ કેહેવા નહીં. ત્રીજું નમોથ્થુણં પોતાના ધર્માચાર્યને કહેવું તે આ પ્રમાણે:—ત્રીજું નમોથ્થુણં મમ ધમ્મ આયરિયસ્સ ધમ્મ ઉવદેસગસ્સ વંદામિણં ભગવન તથ્થ ગયં એહ ગએ તિકટુ વંદતિ નમંસંતિ તિખુત્તા—જાવ પજુવાસ્વામિ.

---

## પાઠ ૮.

## સામાયક પાળવાની વિધ.

દ્રવ્યથકી સાવજ્જોગના પચખાણ કર્યાં હતાં તે પુરાં થયાં તે પાળુછું, ક્ષેત્રથકી આખાલોક પ્રમાણે કાળથકી બેઘડી ઉપરાંત ન પાળું ત્યાંસુધી ભાવ થકી ૭ કોટીએ પચ્ચખાણ કર્યાં હતાં તે પુરાં થયાં તે પાળુછું.

**એહવા નવમા સામાયક વૃતના**—ઉપર વિ૦
વિધિ મુજબ આદરેલા સામાયક વૃતને વિષે.
**પંચઅઇયારા**—પાંચ અતિચાર.
**જાણિયવ્વા**—જાણવા (પણ)
**નસમાયરિયવ્વા**—આચરવા નહીં.
**તંજહા**—જેમ છે તેમ.
**તેઆલોઊં**—તે કહું છું.

**મણદુપ્પણિહાણે**—મન માઠું પ્રવર્તાવ્યુ હોય.
**વયદુપ્પણિહાણે**—વચન માઠું પ્રવર્તાવ્યું હોય.
**કાયદુપ્પણિહાણે**—કાયા માઠી પ્રવર્તાવી હોય.
**સામાઇયસ્સસઇ**—મારૂં સમતા રૂપ સામાયક.
**અકરણયાએ**—બરાબર કીધું કે નહીં તેના ખ૦
બર રહ્યા નહોય.
**સમાયસ્સઅણવઠિયસ્સસઇકરણયાએ**-સામા૦
યક પુરૂં થયા વિના પાળ્યું હોય.
**તસ્સ**—તે ( સર્વ દુષ્ટકૃત્ય ).
**મિચ્છામિ, દુક્કડં**—( ખોટું કીધેલું નિષ્ફળ
થાઓ ) તેનો પશ્ચાતાપ કરૂંછું.

સામાયકમાં દસ મનના, દસ વચનના, બાર

કાયાના એ બત્રીશ દોષ માંહેલો જે કોઈ દોષ લાગ્યો હોય તે મિચ્છામિ દુક્કડં.

સામાયકમાં સ્ત્રી કથા, ભત્ત કથા, રાજ કથા, દેશ કથા એ ચાર કથામાંની કોઇ કથા કરી હોય ને દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં.

સામાયકમાં આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા, એ ચાર સંજ્ઞામાંની કોઇ-સંજ્ઞા થઈ હોય ને દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં.

**સામાયકમાં અતિક્રમ**—સામાયકમાં પાપ કરવાનું મન કર્યું હોય.

**વ્યતિક્રમ**—પગલું ભર્યું હોય.

**અતિચાર**—તે વસ્તુનો સ્પર્શ કર્યો હોય.

**અણાચાર**—ભોગ ઉપભોગ કર્યો હોય.

જાણુતાં અજાણુતાં મનવચન કાયાએ કરી પાપ દોષ લાગ્યો હોય તો મિચ્છામિ દુક્કડં.

સામાયકમાં કાનો, માત્રા, મીંડું, પદ, અક્ષર, ઓછું, અધીકું વીપરીત ભણાણું હોય તો અનંતા સિદ્ધ કેવળી ભગવંતજીની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં.

**સામાયકસમકાએણં**—સામાયક કાયા વિગેરે ત્રણ શુભ જોગથી.

**ફાસિયં**—અંગીકાર કર્યું.

**પાલિયં**—તેવું પાળ્યું.

**સોહિયં**—શુદ્ધ કર્યું.

**તિરિયં**—પાર ઉતાર્યું.

**કિત્તિયં**—(વળી) કીર્ત્તિ કીધી.

**આરાહિયં**—આરાધના કીધી (તેમ છતાં).

**આણાએ**—વિતરાગદેવની આજ્ઞાથી.

**અણુંપાલિતા**—ઉલટું પાળ્યું હોય.

**નભવઇ**—તે પ્રમાણે ન વરતાયું હોય.

**તસ્સમિચ્છામિદુક્કડં**—જે દોષ લાગ્યા હોય તે નિષ્ફળ થાઓ.

સામાયક વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં અવિધિએ થયું હોય તો મિચ્છામિ દુક્કડં.

એક ઘડી આધી ઘડી, આધીહુમેં આધ;
તુલસી સંગત સાધકી, હરે કોટી અપરાધ.

# सामायकनुं फळ.

दिवस दिवसे लखखं, ॥
देई सुवन्नस्स खंडियं अेगोः ॥

अेगो पुण सामाईयं, ॥
करेइन पहुप्पए तस्स ॥ १ ॥

**ભાવાર્થ:**—કોઈ પુરૂષ દિન દિન પ્રત્યે લાખ ખાંડી સુવર્ણ આપે છે, અને કોઈ પુરૂષ શુદ્ધ પ્રણામ રાખીને સામાયક કરે છે; તો તે **સામાયક** કરનાર પુરૂષની તુલ્યના-બરોબરી કરવાને સુવર્ણ આપનાર પુરૂષ થતો નથી-અર્થાત **સામાયક**નું ફળ વિશેષ છે.

**સામાયક** એ શ્રેષ્ટ ક્રિયા છે. તે વ્રત ઉદય આવવું મહા દુર્લભ છે. દેવતાઓ પણ પોતાના હૃદયમાં **સામાયક**ની સામગ્રી મેળવવા ઇચ્છા કરે છે કે જો માત્ર બે ઘડી સામાયક કરવું ઉદય આવે, તો મારૂં દેવપણું સફળ થાય. તો પછી શ્રાવકોએ આ રત્નચિંતામણી સમાન મનુષ્યભવ પામીને **શુદ્ધ સામાયક** કરવા ઉદ્યમવંત થવું એ ખાસ જરૂરનું છે.

વળી આ સંસાર સ્વપ્ના સરીખો છે. દેહ ક્ષણ ભંગુર છે, અને કાળનો ભરૂસો નથી. વિગેરે બાબતો ધ્યાનમાં લઈ, તેમજ બળતામાંથી જે નીકળ્યું તે આપણું છે એ યાદ રાખી, દરેક સમજુ માણસે જે દીવસ વધુ ન બને તે દીવસે એક **સામાયક** તો શુદ્ધ ભાવથી-તેમજ મન સ્થિર રાખીને અવશ્ય કરવા કાળજી રાખવી જોઈએ; અને એ બે ઘડી શાંત મનથી શાસ્ત્ર શ્રવણ અગર ધર્મનો અભ્યાસ ખરા દીલથી કરવો જોઇએ; તેમજ એ વખતે આળસ, વિકથા, આર્દધ્યાન વિગેરેથી મુકત રેહેવા પુરતી કાળજી રાખવી જોઇએ; કારણકે બાકીનો વખત એવા સંસારી જંજાળોમાં ગાળવાનો છે જ.

વળી કહ્યું છે કે:—

**सामाईयं तुकाउं; गिहकज्जं जोवीचिंतयेसड्ढो,॥**
**आतरुद्दव गओ; निरथ्थतस्स सामाईयंः ॥१॥**

જે માણસ આર્દ રૌદ્ર ધ્યાનને વશ પડી **સામાયક** કરે અને **સામાયક**માં ઘર સંબંધી સાવદ્ય કામ ચિંતવે તેનું **સામાયક** નિરર્થક હોય.

માટે દીવસ વિગેરેનો સમગ્ર ભાગ અશુભ ક્રિયા પાપારંભ અશુભ ધ્યાન વિગેરે સંસારી કાર્યોમાં ગાળવાનો છે, તેમાં । બને તેટલો વખત બચાવી તે વખતમાં **સામાયક** આદી શુભ ક્રિયાઓ કરવી તે સંસારનો ક્ષય કરવાના સાધન રૂપ છે, ધર્માર્થિજનોની એ મુખ્ય ફરજ છે, શ્રાવકોની એ ખાસ કરણી છે અને તેનાથી ઘણા પ્રકારના લાભની પ્રાપ્તિ છે. વળી **સામાયક** એ મુની ભાવની વાનકી–નિશાની છે; અનાદિકાળના સંસાર પરીભ્રમણ થકી વિશ્રામ કરવાનો રૂડો ઉપાય છે; માટે ભવ્યજનોએ આત્મા સ્વરૂપ સન્મુખ ચેતના કરીને, તેમજ સઘળા પાપ કર્મ ત્રિકરણ જોગે તજીને વધુ ન બને તે દીવસ એક **સામાયક** તો મન સ્થિર રાખીને અવશ્ય કરવીજ જોઇએ.



**સામાયક** કરતાં મનના–વચનના તથા કાયાના મળી બત્રીસ દોષ લાગે છે; માટે એ જરૂરી બાબતમાં નિરંતર ઉપયોગ રાખવો. તે બત્રીસ દોષ નીચે મુજબ.(વધુ ખુલાસો ગુરૂ સમાગમથી મેળવવો.)

## મનહર છંદ.

સામાયક કરવાથી, કોણ તર્યું? ફળ શું છે?
એમ ધારે તેહ અવિવેક દોષ જાણવો.
સામાયક કરૂં તો તો, માણસો વખાણે મને;
એમ ધારે તેહ યશો વાંચ્છા દોષ માનવો.
ધનની ઇચ્છાએ કરે, ધન વાંછા દોષ તેહ;
ગર્વ માટે કરે ગર્વ દોષ તે પીછાનવો.
નીંદા થકી ડરી કરે, તેહ ભય દોષ છેજ;
નિદાન દોષ પુત્રાદીક વાંચ્છાથી પ્રમાણવો.
સામાયકતણું ફળ, હશે કે નહીંજ હોય;
એમ જે વિચારવું તે શંકા દોષ જાણવો.
કરે ક્રોધથકી કાંતો, કર્યા પછી ક્રોધ કરે;
આઠમો કષાય દોષ એહને પીછાનવો.
વિનયને વીસરીને, સામાયક જો કરે તો;
તેહ અવીનય દોષ નવમો પ્રમાણવો.
ભકિત કે ઉમંગ વિના, બહુ માન દોષ આવે;
મનના એ દશ દોષનો સમુહ જાણવો.

---

## સામાયકમાં વચનના દશ દોષ.

### દોહરો.

સહસા, હાસ્ય, અશુદ્ધને, વિકથા, કલેશ, કુબોલ;
ગુણ ગુણ પછી સંક્ષેપ છે, ઉપેક્ષ પછી કુબોલ.

---

## સામાયકમાં કાયાના બાર દોષ.

### દોહરો.

અયોગ્ય રીતે બેસવું, આળસ ધરવી અંગ;
દ્રષ્ટી જ્યાં ત્યાં ફેરવો, આસનનો નહીં ઢંગ.
ઓઠીંગણ દઈ બેસવું, નિંદ્રા લેવી જેમ;
પાપ ક્રિયા કરવી કિંવા, સંજ્ઞા કરવી એમ.
અંગ સંકોચો કે વળી, અંગ પ્રસારો ભાઈ;
વસ્ત્ર સંકોચો કે વળી, અંગ મેલ ખેરાય.
ટચાકડા વગાડવા, આંગળીઓથી જેહ;
હાથ ગળામાં નાખવો, દોષ બાર છે એહ.

---

## કાઉત્સગ્ગ કરતાં ટાળવાના દોષ.

૧. ઘોડાની પેઠે એક પગ ઉંચો અને એક પગ વાંકો રાખવો.

૨. વાયરાથી વેલડી હાલે તેમ શરીર હલાવવું.
૩. થાંભલા–ભીંત વગેરેને ઓઠીંગણુ દેવું.
૪. કાગડાની પેઠે ચારે ગમ આંખના ડોળા ફેરવવા.
૫. વાંદરાની પેઠે આમ તેમ જોઈ હોઠ ફડફડાવવા.
૬. નવી પરણેલી સ્ત્રીની પેઠે માથું નીચું રાખવું
૭. થંડી આદીકના ભયથી સર્વ અંગ વસ્ત્રવડે ઢાંકી રાખવું.
૮. આળાવા ગણતાં મુંગાની પેઠે હું હું કરવું.
૯. ખડખડાટ કરી આળાવા ગણુવા.

વિગેરે—વિગેરે.

---

## વંદન કરતાં ટાળવાના દોષ.

૧. આદર સન્માન વિના વંદન કરવું.
૨. મદ અહંકારમાં ધ્રિષ્ટપણે અક્કડ થઇ વંદન કરવું.
૩. ધણા સાધુજીને એકી વખતે સાથેજ વાંદવું.
૪. નાન્હાને ન વાંદતાં ફકત મોટા સાધુજીનેજ વાંદવું.
૫. જ્ઞાનાદિક આમનાઓ લેવાની વાંચ્છાએ વાંદવું.

વિગેરે—વિગેરે.

## શુદ્ધશ્રદ્ધા—સમકિત.

જેમ નાનાંથી મોટાં દરેક બાંધકામ અથવા બીજી વસ્તુને સ્થિર—મજબુત રેહેવા માટે પાયાની અથવા બીજા આધારની જરૂર છે તેમ ધર્મરૂપ ભવ્ય મંદિરનો આધારભૂત પાયો શુદ્ધ શ્રદ્ધા છે. જ્યાંસુધી શુદ્ધ સમકિત દ્રઢપણે કાયમ ટકી શકશે નહિં, ત્યાં સુધી ધર્મરૂપ મંદિરની સ્થિતિ નિર્ભયપણે નભી શકવાની નથી; એટલે કે શુદ્ધ સમકિત વગરની દરેક ધર્મકરણી નિર્જીવ—દમવગરની છે; વાસ્તે શુદ્ધ શ્રદ્ધા એટલે શું ? અને તેની દ્રઢતા શી રીતે રાખી શકાય તે દરેક—સુજ્ઞજનને જાણવા તેમજ તે મુજબ વર્તવાની કેટલી જરૂર છે તે આ ઉપરથી સેહેજ સમજી શકાશે.

વળી સુજ્ઞ શ્રાવકે ધર્મમાં પ્રવેશ કરતી વખતે શુદ્ધ શ્રદ્ધારૂપ રત્ન પ્રથમ હાથ કરવાની અવશ્ય જરૂર છે, કારણ કે તેના આલંબનથી ધર્મ સંબંધી દરેક કાર્ય ફળીભૂત થઈ શકે છે એટલુંજ નહીં પણ શ્રાવકના યથાસ્થિત લક્ષણો ગ્રહણ કરવાને તે લાયક બની શકે છે. દાખલા તરીકે જેમ

નાગમણિ ગ્રહણ કરનાર ગમે તેટલા અગાધ જળમાં પણ રસ્તો મેળવી સ્વેચ્છાનુસાર ગમન કરી શકે છે તેમ સમકિતરૂપી અમુલ્ય રત્નવડે આ ઘોર સંસાર સમુદ્રમાં ગમે તે જગાએ અને ગમે તેવી સ્થિતિમાં પણ ધર્મરૂપ મહાન સ્થંભ દ્રઢપણે હાથ રાખવાને જીવ શકિતવાન થશેજ.

પરંતુ સમકિત એટલે શું? તે પ્રથમ જાણ્યા સિવાય એવું અમુલ્ય રત્ન શોધી કાઢવાને કોઈ ઉધમ કરી શકે નહીં માટે શુદ્ધ શ્રદ્ધાનું સ્વરૂપ સંક્ષેપમાં આંહી વર્ણવેલ છે અને વિશેષ ખુલાસો તેમજ અનુભવ ગુરૂ સમાગમ વિગેરેથી મેળવી તે પ્રમાણે કાળજીથી વર્તવાની દરેક સુજ્ઞ જનની ખાસ ફરજ છે. હવે સમકિત એટલે:—

સત્તદેવ, સત્તગુરૂ, અને સત્તધર્મ એ ત્રણે તત્વોને યથાર્થ જાણી, તેનું ખરા ભાવથી આરાધન કરવાથી જ જીવનું કલ્યાણ થાય છે એમ જ્ઞાનથી નિશ્ચે માની, તેની દ્રઢતા કરીને એ ત્રણે તત્વો બાબત શુદ્ધ શ્રદ્ધા રાખવી એ શ્રદ્ધા-સમકિત-અને દર્શન એ ત્રણે નામથી ઓળખાય છે.

ભવ્ય જીવોએ ધર્મમાં પ્રવર્ત્તન કરતી વખતે ઉપર પ્રમાણેની શુદ્ધ શ્રદ્ધા દ્રઢ કરવાની અવશ્ય જરૂર છે. કારણ કે ધર્મનો મૂળ પાયો તે સમકિત છે. જો શ્રદ્ધા શુદ્ધ છે, તો પછી ધર્મ ક્રિયા થોડી બની શકે તો પણ તે બહુ ફળદાયક થાય છે; અને શુદ્ધ શ્રદ્ધા વિના જ્ઞાન–ધ્યાન–ક્રિયા વિગેરેથી ફક્ત શુભ કર્મ બંધાય છે, પણ તેથી મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

વળી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ–ઘણા પ્રકારના શાસ્ત્રો જાણતાં છતાં પણ સમકિત વિના જીવ પૈડાની નાભીમાં લાગેલા આરાની માફક સંસાર અટવીમાં ભમે છે. તેમજ કહ્યું છે કેઃ—

જે પુરૂષથી ક્રિયા અનુષ્ઠાન બનતા નથી પણ તે સુદેવ–સુગુરૂ અને ક્ષમા દયા તથા વિનય મૂળ શ્રી જૈન ધર્મ ઉપર દ્રઢ પ્રીતિ રાખી શ્રદ્ધાવંત છે તે મોક્ષ જવાને પાત્ર છે.

વળી કહ્યું છે કેઃ—

**जसक्केतं क्रिरइ अहवानसके इतहयेसद्दहइ;**
**सद् हमाणो जीवो पावाइ अय रामरंठाणं॥१॥**

**ભાવાર્થઃ**—હે જીવ ! તું ક્રિયા કરી શકે તો કર,

અને જો ક્રિયા ન બની શકે તો પણ જેવો શ્રી વિતરાગે ધર્મ કહ્યો છે તેવી રીતે સદહજે—અર્થાત સદહણા શુદ્ધ રાખજે. કેમકે સદહણા શુદ્ધ રાખનાર જીવ અજંરામર સ્થાનક (મોક્ષ) પામે છે.

વળી શુદ્ધ શ્રદ્ધા વિના ગ્નાન-ધ્યાન-ક્રિયાએ ફકત પુન્યના કારણ છે. પણ તેથી સકામ નિર્જરા થતી નથી. ચાહે તેટલું વ્યવહારથી કષ્ટ ક્રિયા કરે, સાધુ પંચ મહા વૃતપાળે, શ્રાવક બારવૃત પાળે, પણ શુદ્ધ શ્રદ્ધા વિના મોક્ષ પ્રાપ્તિ થતી નથી; અને તેવી કરણી રૂપ સાધુના પંચ મહાવૃત તથા શ્રાવકના બાર વૃત તો અભવ્ય જીવને પણ ઉદય આવે, એટલુંજ નહીં પણ ઓઘા મુહુપતીનો મેરૂ પર્વત જેવડો ઢગલો થાય તેટલાં ચારિત્ર, એવી ક્રિયા સહીત, આ જીવે પાળ્યાં પણ જીવની ગરજ સરી નહી,—મતલબ કાર્યની સીદ્ધિ થઈ નહીં; મોક્ષપદ પ્રાપ્ત થયું નહીં; અને એવાં ચારિત્રો ઘણી વખત પાળ્યાં છતાં ઘણા જીવો નર્ક ત્રીજંચ તથા છએકાયમાં ભમ્યા કરે છે.

પણ તેથી ઉલટું ઘણા જીવો એક ભવમાં શુદ્ધ સદહણા કરી, તત્વ માર્ગ પામી, શ્રદ્ધાવંત થઇ, ને થો-

ડાજ ભવમાં મોક્ષ ગયા છે! જાય છે. અને જશે.

કહ્યું છે કેઃ—

**सम्मतपत्त जीवाः नीरयातिरिय नहुंति कइआयि सुहमाण सेदेवेहिःउप्पज्जित्ता सिवं जंति ॥१॥**

(ક્ષાયક) સમકિત પામેલા જીવો કદી પણ (પૂર્વે બંધ પડયો ન હોયતો) નારકી કે તીર્યંચ થતા નથી પણ સારા મનુષ્ય અને દેવતા પણે ઉત્પન્ન થઈ અંતે મોક્ષ ગતીને પામે છે. માટેઃ—

☞ ભવ્ય જીવોએ સુદેવ-સુગુરૂ અને ક્ષમા દયા તથા વિનય મૂળ શ્રીજૈન ધર્મ ઉપર દ્રઢ શ્રદ્ધા રાખી એટલે શુદ્ધ શ્રદ્ધાવંત થઇને પછી પોતાની યથાશકિત પ્રમાણે જ્ઞાન ધ્યાન-ક્રિયા વગેરે ધર્મ કરણી કરવાથી તે બહુ ફળદાયક નીવડે છે અને તેથીજ છેવટે મોક્ષની પ્રાપ્તિ થાય છે. તેમજ કહ્યું છે કેઃ—

ધર્મકરણી થોડી થાય તો હરકત નહીં પણ ક્રિયા અનુષ્ટન કેમ કરવાં? તેમાં કેવા અતીચાર લાગે છે? શું શું દોષ લાગે છે? તેમજ જે મુળ પાઠ ભણવામાં આવે છે તેનો ભાવાર્થ શું છે? વિગેરે બરાબર સમજીને એક ચિત્તથી-શાંત મને અને શુદ્ધ

ભાવથી વિનય પૂર્વક ક્રિયા કરવામાં તેમજ ભણવા ગણવામાં આવે તો તે બહુજ ફળદાયક નીવડે છે.

---

## સત્તદેવ, સત્તગુરૂ અને સત્તધર્મ વિષે:—

૧. જેનામાં કાંઈ પણ દોષ ન હોય (એટલે હવે પછી દરસાવેલ અઢારે દોષ રહિત હોય) તેજ **સત્તદેવ.**

૨. પોતે કંચન—કામની રહિત હોય તેમજ નિરલોભી અને નિરલાલચી હોય અને આ અઘોર દુઃખમય સંસારમાં ભવ્ય પ્રાણીઓને ધર્મરૂપ નૌકામાં બેસાડી ખરે અને સિદ્ધે રસ્તે લઈ જઈ મોક્ષ નગરીના બંદરે પહોંચાડવા શક્તિવાન થાય એવા જે નિગ્રંથ મહાત્મા તેજ **સત્તગુરૂ.**

૩. જે દુર્ગતીમાં જવા ન દિએ અને દયામૂળ-ક્ષમામૂળ તથા વિનયમૂળ હોય તે જ **સત્તધર્મ** કહ્યું છે કે:—

### દોહરો.

દયા ધર્મકા મૂલ હે, નરકમૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાણ.

કરોડો કલ્યાણુની કરનારી, દુર્ગતિ અને દુઃખને દૂર ખસેડનારી તથા સંસાર સમુદ્રથી તારનારી એક **જીવદયા જ છે.**

વળી મહાભારતમાં પણુ કહ્યું છે કેઃ–અહિંસા એ જ ઉત્તમ ધર્મ, ઉત્તમદમ, ઉત્તમદાન તથા ઉત્તમ તપછે.

---

## હરિગીત છંદ.

જો સાધવા શુભ મોક્ષ પદને, જૈન બંધુ આદરો;
આરાધવા એ ત્રણે તત્વો, પ્રસિદ્ધ જે મારગ ખરો.
સુદેવને સુગુરૂ છે, સુધર્મ પણુ સંગે રહે;
એ ત્રણે તત્વોનો જીનેશ્વર, ભેદ બુદ્ધિથી કહે.
સુદેવ અઢારે દોષથી, જે રહિત તે અરિહંત છે;
વર્જિત ઉપાધી જન્મ મરણાદિક જરાથી અંત છે.
અક્ષય, અચળ, અવિનાશી આદિ, અષ્ટ ગુણોથી ભર્યા;
અલખ નિરંજન સિદ્ધ ભવ દુઃખ ભંજણાદિ પણુ ખરા.
સુગુરૂ સત્યાવીશ ગુણોકત, સુબોધના દાતાર છે.
યતી ધર્મ દશ વિધ, પંચ મહાવ્રત, પુર્ણ પાલણુહાર છે.
સુધર્મ તે શ્રી કેવળી, સિદ્ધાંત મત અનુસારથી;
સુઆત્મભાવે માનવો, સદ્દધર્મ સદ વિચારથી.
એ ત્રણે તત્વોનુ સુખદ શરણું, ભવ્ય જીવ ઉરે ધરો;

મન વચન કાયા સ્થિર કરો તો, મોક્ષ પંથે વિચરો.
આદેહ દુર્લભ મનુષ્ય પામી, પ્રમાદો પ્રેમે તજો;
જીનદાસ કહે સુમુક્તિ મળશે, જો પ્રભુ ભાવે ભજો.

☞ સત્તદેવ તે શ્રી તિર્થંકર દેવ અઢાર દોષ રહિત છે તે અઢારદોષના નામઃ—૧ અજ્ઞાન ૨ ક્રોધ ૩. મદ. ૪. માન. ૫. માયા. ૬. લોભ. ૭. રતિ. ૮. અરતિ. ૯. નિંદ્રા. ૧૦. શોક. ૧૧. અસત્ય. ૧૨. ચોરી. ૧૩. મત્સર. ૧૪. ભય ૧૫. જીવહિંસા. ૧૬. પ્રેમ. ૧૭. ક્રિડા પ્રસંગ. ૧૮. અને હાસ્ય.

☞ સત્તગુરૂનાસતાવીશ ગુણ નીચે પ્રમાણેઃ—૧ જીવહિંસા ન કરવી. ૨. ખોટું સર્વથા ન બોલવું. ૩. અદત્તાદાન બીલકુલ ન લેવું (ચોરી ન કરવી.) ૪.. મૈથુન (સ્ત્રીગમન) બીલકુલ સેવવું નહીં. ૫. પરીગ્રહ-ધનદોલત બીલકુલ રાખવા નહીં. એ પાંચ મહાવ્રત સર્વથા પાળે, ગમે તે કારણ હોય તોપણ રાત્રી ભોજન કરે નહીં. અને પૃથ્વિ. પાણી અગ્નિવાયુ તથા વનસ્પતિ એ છએ કાયની રક્ષા કરે; ૬ શ્રોત ઈંદ્રિ, ૭. ચક્ષુઈંદ્રિ, ૮. ઘ્રાણેંદ્રિ, ૯ રસેંદ્રિ, અને ૧૦ સ્પર્ષ ઈંદ્રિ, એ પાંચ ઈંદ્રિઓનો નિગ્રહ કરે, ૧૧. ક્રોધ,

૧૨. માન. ૧૩. માયા અને ૪ લોભ. એ ચાર ક-ષાયનો ત્યાગ કરે. ૧૫. મન, ૧૬. વચન. અને ૧૭ કાયાને ધર્મને વિષે સમી રીતે પ્રવર્તાવે, ૧૮. જ્ઞાન સંપન્ને એટલે યથાર્થ માર્ગને ઓળખે, ૧૦ દર્શન સં-પન્ને એટલે સુદ્ધ સમકિત ધારે. અને ચારિત્ર સંપન્ને એટલે સંસાર સુખથી વિરક્ત રહી જ્ઞાન દર્શન અને ચારિત્રનો ખરો રસ ઝીલે. ૨૧. ભાવ સત્ય એટલે ખરી દ્રઢતાથી ધર્મને આરાધે, ૨૨ કરણ સત્ય એટલે પડિલેહણાદિક કરણ જેતું હોય તેવું વિશુદ્ધ કરે. ૨૩. યોગ્ય સત્ય એટલે મન વચન અને કાયાથી કપટ રહિત રહી સંજમમાં તત્પર રહે ૨૪. ક્ષમા ધારે. ૨૫. વૈરાગ્યવાન બને. ૨૬. રોગ આદિ ઉપજે તે વેદના તેમજ બાવીસ પ્રકારના પરિસહ શાંતતાથી ખમે. અને ૨૭ મરણથી બીલકુલ ડરે નહીં.

☞ સતધર્મ તે ક્ષમા-દયા અને વિનય મૂળ કેવળી ભાંખીત શ્રી જૈનધર્મ. અનાદિકાળથી કર્મ જાળના બંધનથી જીવ સંસારમાં પરીભ્રમણ કરે છે, અધો-ગતીને સેવ્યા કરે છે. તે અધોગતીમાં પડતા આત્માને ધરી રાખનાર જે વસ્તુ તે સત્તધર્મ કહેવાય છે.

વળી આ દુઃખદ સંસારમાં આંધળા માણસને રસ્તો બતાવનાર લાકડી છે તેમ સત્તધર્મ તે આપણને કામ-ક્રોધ લોભ-મોહ-મદ-મત્સર-વિષય-કષાય ઇત્યાદિકમાં લીન રૂપ અંધ થઈ જતાં અટકાવીને મુક્તિનો સરળ રસ્તો દેખાડનાર એક લાકડી છે, માટે

☞ સત્તદેવ-સત્તગુરૂ અને સત્તધર્મ એ ત્રણે તત્વોને યથાર્થ જાણી, જ્ઞાનથી નિશ્ચે માની, તેની સુદ્ધ શ્રદ્ધા દ્રઢ કરીને એ ત્રણે તત્વોનું ખરા ભાવથી હમેશા આરાધન કરવું એ દરેક સુજ્ઞ જનની ખાસ ફરજ છે.

---

## સમકિતના પાંચ અતિચાર.

### રાગ આશાગોડી.

સમકિત સહિત આચરીએ,  
વૃત બાર સમકિત સહીત આચરીએ; એ ટેક  
સુગુરૂ સમીપે રહીને અહરનિશ,  
અતિચાર પાંચ પરહરીએ. વૃત  
જૈન ધર્મમાં શંકા તજીને,  
અન્યમત ઇચ્છા નવ કરીએ. વૃત

ધર્મના ફળનો સંદેહ કરતાં,
દિલમાં વિચારી ડરીએ. વ્રત
પાખંડીની નહીં કરો પ્રસંશા,
પરિચય કુધર્મે નવ કરીએ. વ્રત

---

## અથ શ્રી સમકિતના ૬૭ બોલ.

આ સડસઠ ભેદ જાણીને તે પ્રમાણે વર્તવાથી સમકિત દૃઢ થાય છે, માટે દરેક સુજ્ઞ પુરૂષે તે મુજબ વર્તવા ખાસ જરૂર છેઃ—

### સમકિતની ચાર પ્રકારની સદ્દહુણા.

૧. જીવાદિક નવ તત્વને જાણવાનો અભ્યાસ ઉધમ કરવો.

૨. આચાર્ય-ઉપાધ્યાય—તથા ગુરૂની સેવા ભક્તિ કરવી.

૩. સમકિતથી પડેલા એવા પુરૂષનો સંગ તજવો.

૪. ખોટા મતવાળાઓનો સંગ તજવો.

## સમકિતના ત્રણ લીંગ

૧. જેમ કિન્નર દેવતા, રાગના જાણ, ગીત ઉપર ચિત્ત દીએ, તેમ ગુરૂનો ઉપદેશ એક ચિત્તે સાંભળવો.

૨. જેમ ભુખ્યો માણુસ અન્નની અભીલાષા કરે, તેમ ધર્મ કરવાની ઇચ્છા રાખવી.

૩. દેવગુરૂ તથા ધર્મને રૂડી રીતે આરાધવા.

## સમકિતના દસ પ્રકારના વિનય.

૧. અરિહંત દેવની ભક્તિ કરવી. બહુ માન દેવું.
૨. સિધ્ધના ગુણની. ,, ,,
૩. આચાર્યની. , ,,
૪. ઉપાધ્યાયની. ,, ,,
૫. ગણની. ,, ,,
૬. થીવરની. ભક્તિ કરવી. બહુ માન દેવું.
૭. સાધુજીની. ,, ,,
૮. સમસ્ત સંઘની. ,, ,,
૯. ધર્મની. ,, ,,
૧૦. સિદ્ધાંત એટલે પ્રવચન સૂત્રોની. ,,

એ દસેનો વિનય ચાર પ્રકારે થાય છે.

૧ બહુ ભક્તિ કરવાથી. ૨ તેમની કીર્ત્તિ કરવાથી. ૩ બહુ માન દેવાથી. ૪ ત્રીસ પ્રકારની અસાતના ન કરવાથી.

## સમકિતની ત્રણ પ્રકારની સિદ્ધિ.

૧. અરિહંત સિદ્ધને દેવ કરી જાણુવા.

૨. સુ સાધુને ગુરૂ કરી જાણુવા.

૩. ક્ષમા, દયા ને ધર્મ કરી જાણુવો.

## સમકિતના પાંચ દૂષણ.

૧. સિદ્ધાંત ઉપર શંકા કરવી.

૨. અન્ય દર્શનીના ધર્મની અભીલાષા કરવી.

૩. ધર્મના ફળનો સદેહ આણુવો.

૪. પાખંડીની પ્રશંસા કરવી.

૫. પાખંડીઓનો પરીચય કરવો.

આ પાંચ દૂષણ છે માટે જાણીને ત્યાગ કરવાનાછે.

## સમકિતની આઠ પ્રભાવના,—( દીપાવવું. )

૧. પ્રવચન સિદ્ધાંત દીપાવવા.

૨. ધર્મ કથા કહી જીનશાસન દીપાવવું.

૩. બાદર દ્રષ્ટાંત કહી જીનશાસન દીપાવવું.

૪. સાધુના ગુણના વખાણ કરી માર્ગ દીપાવવો.

૫. તપ કરી જીનશાસન દીપાવવું.

૬. ધર્મથી જો લબધી ઉપજે તો તેથી જીનશાસન દીપાવવું.

૭. તિર્થંકર દેવની રિદ્ધિ કહી જીનશાસન દીપાવવું.

૮. પ્રભાવના—લાહાણી—જૈનશાળા—વિગેરેથા ધર્મ દીપાવવો.

## સમકિતના પાંચ ભુષણ.

૧. જૈન માર્ગમાં ચતુરાઇ કરવી, કુશળતા—ડાહાપણ વાપરવું,

૨. દાન આદિ ગુણે કરી જીનશાશન દીપાવવું.

૩. સુસાધુની સેવા ભક્તિ કરવી.

૪. ધર્મથી પડતાને સુબોધ દઇ સ્થિર કરવો.

૫. સાધર્મીની સેવા ભક્તિ કરવી.

## સમકિતના પાંચ લક્ષણ.

૧. ક્ષમા ઘણી કરે.

૨ સંવેગ—વૈરાગ્ય વાસના ઘણી રાખે.

૩. નિર્વેદ મોક્ષાભિલાષી હોય.

૪. અનુકંપા દયાની વાસના હોય.

૫. ધર્મની આસ્થા દૃઢ રાખે.

## સમકિતની છ પ્રકારની જતના.

૧. અન્ય ધર્મના ગુરૂને ધર્મ બુદ્ધિએ વાંદે નહીં.

૨. તેમના ધર્મ બુદ્ધિએ ગુણગ્રામ કરે નહીં.

૩. તેમની સાથે ધર્મ બુદ્ધિએ વગર બોલાવે બોલે નહીં,

૪. તેમની સાથે ધર્મ બુદ્ધિએ વારંવાર બોલે નહીં

૫. તેમને ગુરૂ બુદ્ધિએ અન્નાદિક દીએ નહીં.

૬. તેમને ગુરૂ બુદ્ધિએ વસ્ત્રાદીક દીએ નહીં.

## સમકિતના છ પ્રકારના આગાર—( છુટ )

૧ રાજાના આગ્રહ થકી.

૨ ગણુસઘના આગ્રહ થકી.

૩ કોઈ બળવાનના હઠથી.

૪ દેવતાના હઠથી.

૫ માતા પિતાના હઠથી.

૬ અટવીમાં ભુલા પડ્યાથી.

## સમકિતની છ ભાવના.

૧. ધર્મનું પ્રથમ કારણ તે સમકિત.

૨. ધર્મ નગરનો માર્ગ તે સમકિત.

૩. ધર્મનો પાયો તે સમકિત.

૪. ધર્મ જગતનો આધાર તે સમકિત.

૫. ધર્મરૂપ દુધનું પાત્ર તે સમકિત.

૬. સર્વ વૃત તથા પંચ મહાવ્રત રૂપ જે રત્ન તેનો નિધાન તે સમકિત.

## સમકિતના છ સ્થાન.

૧. જીવાદીક નવ પદાર્થ ચીંતવવા.

૨. ઉત્પત્તિ વિનાશ રહીત જીવ છે.

૩. જીવ શુભાશુભ કર્મનો કર્તા છે.

૪. જીવ કીધા કર્મ ભોગવે છે; વેદે છે.

૫. સર્વ રાગ દ્વેષ–મદ–મોહ–જન્મ જરા દુઃખની ક્ષય રૂપ જે અવસ્થા તે મોક્ષ.

૬. જ્ઞાન દર્શન ચારીત્ર અને તપના સાધનથી મોક્ષ જવાય છે.

---

# શ્રી નવકારસી પચ્ચખાણ.

નવકારસીયં. પચ્ચખામી. ચઉવિહં. પિઆહારં. અસણું, પાયણું, ખાઈમં. સાઈમં. અન્નથણા ભોગેણું. સહરસાગારેણું. અપ્પાણું. વોસિરામિ.

સુર્યોદયથી બે ઘડી સુધી ચાર આહારના પચ્ચખાણ કરવા તેને નવકારસી પચ્ચખાણ કહેછે.

એ તપના ફળ બાબત કહ્યું છે કેઃ-સમકિત પૂર્વક, જ્ઞાન સહિત, ત્રિવીધ શુદ્ધ જોગથી નવકારસી પચ્ચખાણ કરતાં નરક સંબંધી સો વર્ષના ઉપાર્જીત કર્મનો ક્ષય થાય છે-અગર દેવતા સંબંધીના સો વર્ષના સુખ ઉપાર્જીત થાય છે.

મતલબ કે સેહેજ કાળજી રાખવાથી વગર મુસીબતે અતિઘણો ફાયદો છે માટે ભવ્ય જીવોએ આ બાબત લક્ષમાં લઈ બનતાં સુધી દરરોજ શ્રીનવકારસી પચ્ચખાણ કરવા મહાવરો રાખવો શ્રેષ્ટ છે.

---

## સાત વ્યસન બાબત.

**धूतंच, मांसच, सुराच, वेश्या,**
**पापार्धौ, चोरी, परदार सेवा;**

एतानि सप्त व्यसनानी लोके,
, घोराती घोरा नरके यतंति ॥ १ ॥

ભાવાર્થઃ—૧. જુગટું, ૨. માંસ ભક્ષણ, ૩ મદિરાપાન (દારૂ), ૪. વેશ્યાગમન, ૫ જીવ હિંસા, ૬. પારકી ચીજની ચોરી, અને ૭. વ્યભીચાર કર્મ (પરસ્ત્રી સેવન). એ સાત વ્યસન સેવનાર આ ભવમાં તેમજ પરભવમાં મહા દુર્ગતીમાં રીબાય છે—ઘોર નર્કમાં જાય છે.

---

## શિયળ પાળવા વિષે.

### રાસડો.

(શિયળ ભૂષણ સજીએ, એ રાગ. (લીલાવતીમાંથી)

સુજ્ઞ સુખદ સંસારની માંય, શિયળ પાળો સ્નેહથી રે;
કદી ગણીએ ન વહાલું કાંય, તન મન ધન તેહથી રે—ટેક.
વેર વિરોધ વધે વ્યભિચારે, ધન આબરૂનો નાશ રે;
પ્રતિત તેની કોઈ ન રાખે, કરે ન ક્ષણ વિશ્વાસ—શિ૦
કેવા કેવા જુઓ ભવથી તરીયા, શિયળ તણે પરભાવ રે;
શિયળ સાથે સત્ય વચન વળી, રાખો શાંત સ્વભાવ—શિ૦
સતી સીતાજી અને સુભદ્રા, અંજના વિગેરે સોળ રે;

શુદ્ધભાવેથી શિયળ પાળીને, ઓળંગીજે મોક્ષની પોળ–શિ૦
શેઠ સુદર્શનને શૂળીએ ચડાવ્યા, ચંપાદેવીવાન રાય રે;
શૂળી ફીટીને થયું સિંહાસન, શિયળતણો મહીમાય–શિ૦
એક દિવસ જો શિયળ પળાએ, તેનો છે લાભ અથાગ રે;
નવવાડે નિત્ય પાળે શિયળ તે, પાર પડે બડ ભાગ્ય–શિ૦

---

## જારી નહિં કરવા વિષે.

પડી આ શી વૃથા રે, એ રાગ. (શાકુન્તલામાંથી.)
સાંભળો ધર્મ કથા રે, (૨)
જન્મ જાએ વૃથા રે, (૨)
જારી રમવા જામાં જામાં—ટેક.
ઇંદ્ર ચંદ્ર જેવા ઉપડી ગયાને, ઘણા થયા પાયમાલ;
નામ જેનું ભૂમાં રહ્યું નથીને, થયા છે હાલ બેહાલ–સાં૦
જારીથી નર્કાવાસ મળેને, વધે અનંતો સંસાર;
ભવ સાયરમાં રખડી રખડીને, પામે ન ભવજળપાર–સાં.
એવું રે ઉરમાં જાણી તજીને, કરો શિયળસું પ્રીત;
સદગુરૂને પાય પડીને, છંડો એ કુલ વિપરીત–સાં૦

---

# પરનારીની સંગત તજવા વિષે.

વીરા વેશ્યાના યારી, ઉભા અટારી, એ રાગ.

( લીલાવતીમાંથી )

જુઓ જન વિચારી, તજો પરનારી, નર્ક તણું છે દ્વાર;
છે પૈસાની ખ્યારી, કરતી લાચારી, દો ધીક્કારી.
નર્ક તણું છે દ્વાર—જુઓ.

## સાખી.

પાણીના પરપોટા સરખી, પરનારીની પ્રીત;
વણસતાંવાર નહિ લાગે, વિચારી જુઓ ખચીત. (૨)
કહું વારંવારી, નથી થાનારી, આપણી નારી,
નર્ક તણું છે દ્વાર—જુઓ.

## સાખી.

પરનારીના સંગથી, જુઓ રાવણ રાય;
કુળ સહિત કૌરવોનો, વિનાશ થયો ભાઈ, (૨)
એમ નિશ્ચય ધારી, ઉરમાં ઉતારી રમો ન જારી,
નર્ક તણું છે દ્વાર—જુઓ.

## સાખી.

શિયળ સાથે પ્રીત કરીને, નીત ભજો જીનરાય;
નીતિ, ભકિત, રીતિ, રાખી, પામો સુખ સદાય, (૨)

આ વિનંતી મારી, છે હિતકારી, તજો પરનારી,
નર્ક તણું છે દ્વાર—જુઓ.

---

## ઉપદેશી દુહા.

બાતકો બીચાર કીજે, તંત લીજે તાણી;
આગલો અગન થાય, તો આપણે થઇએ પાણી.
હોઠ કંઠ હાલે નહીં, સેહેજે સમરણ થાય;
દોય ઘડીના જાપને જુગના પોંચે કોય.
વિપ્ર–વેશ્યા–નારી–નદી–આગ–જુગારી–કાલ;
એ સાતે નહીં આપણાં, તેમ આડમો ભુપાલ.
સુખદીયા સુખ હોતહે, દુઃખદીયા દુઃખ હોય;
આપ હણે નહીં અવરકું, આપણુ હણે ન કોય.
કામીકે મન કામની, જાણે દાડમ ધ્રાખ;
ત્યાગીકે મન કામની, જાણે ચુલામાંની રાખ.
અરીહંત સીધ સમરૂં સદા, આચારજ ઉવઝાય;
સાધુ સકળકે ચરણકું, વાંદુ શિશ નમાય.
જે મેં જીવ વીરાહીયા, સેવ્યા પાપ અઢાર;
નાથ તમારી સાખશે, વાર વાર ધિઃકાર.
જૈન ધર્મ સુધ પાયકે, વરતુ વિષય કખાય;
એહ અચંબા હોરહા, જલમાં લાગી લાય.

રાગ દ્વેષ દો બીજહે, કર્મ બંધ ફળ દેત;
ઈનકી ફાંસીમેં બંધ્યો, છુટું નહીં અચેત.
બુરોબુરો સબકું કહે, બુરોન દીસે કોય;
જો ઘટ સોધુ આપણો, તો મુજસુ બુરો નકોય.
કહેવેમેં આવે નહીં, અવગુણ ભર્યા અનંત;
લખવામેં કેટલુંક લખું, જાણો શ્રીભગવંત.
બાંધ્યા વીણ ભુગતે નહીં, વીણ ભુગત્યા ન છુટાય;
આપી કરતા ભુગતા, આપી દુર કરાય.

---

## ઉપદેશી છુટક બોલ.

૧ ક્રોધ ઉપરાંત કોઇ વિષ નહીં.
૨ જીવદયા ઉપરાંત કોઇ અમૃત નહીં.
૩ માન ઉપરાંત કોઇ વેરી નહીં.
૪ અપ્રમાદ ઉપરાંત કોઇ હેતુ નહીં.
૫ માયા ઉપરાંત કોઇ ભય નહીં.
૬ સત્ય વચન ઉપરાંત કોઇ શરણ નહીં.
૭ લોભ ઉપરાંત કોઇ દુઃખ નહીં.
૮ સંતોષ ઉપરાંત કોઇ સુખ નહીં.
૯ બ્રહ્મચર્ય જેવું કાંઇ દૂષણ નહીં.
૧૦ શિયળ જેવું કાંઇ ભૂષણ નહીં.

૧૧ શરીર નાશવંત છે, વૈભવ નીરંતર નથી ને મૃત્યુ નિત્ય પાસે છે એમ જાણી ધર્મ કરણીનો દિનપરદિન વધારો કરવો.

૧૨ મોટ મોટા ચક્રવર્ત્તિઓએ છ ખંડનું રાજ્ય અને રમણીઓ શામાટે છોડ્યાં? ફક્ત ધર્મને માટેજ. તો પછી આપણે આ તુચ્છ જંજાળરૂપ સુખમાં શામાટે ખૂચ્યા રહેવું જોઇએ. ? નહીંજ।

૧૩ આ સંસાર ક્ષણીક ને ક્ષણભંગુર છે. સંસારી સુખ ખોટા મધુબિંદુ સમાનઅને અલ્પ સુખ મહા દુઃખ છે. તે સર્વ છોડી જીવને ચાલ્યું જવું છે. એમાં સંદેહ નથી, માટે સંસારથી જેમ બને તેમ વિરક્ત રહી ધર્મ વિષે પ્રવૃત્ત થવું ને તન, મન અને ધનથી ધર્મને માટે બનતો ઉદ્યોગ કરવોજ.

## દોહરા.

કામ ભોગ પ્યારા લગે, ફલ કિંપાક સમાન;<br>
મીઠી ખાજ ખુજાવતાં, પીછે દુઃખકી ખાણ.<br>
તપ જપ સંજમ દોહિલો, ઔષધ કડવી જાણ;<br>
સુખ કારણ પીછે ઘણો, નિશ્ચયપદ નિરવાણ.

## સમાપ્ત.

## છપ્પો.

આ દુનિઆં દુખકાર, નકી જાણો છો ભાઈ.
નથી તેમાં કાંઇ સાર, કરો સારી કમાઈ,
દયા દાન ધર્મ, ખરૂં છે દુનિઆં માંહિ,
જૈન ધર્મની સેવ, તેથી સુખ થાશે ભાઈ,
દામ અધિકું ખરચો તમે,
લાખ સોનૈયાથી બહુ;
સામાયક તોલ આવે નહીં,
એણીપરે વિનંતી હું ભાખું.

---

## દોહરા.

રીખભ દેવ ચરણે નમી, ગુરૂ ગોતમ ગુણવંત;
જૈન ધર્મ આરાધિએ, લહીએ સુખ અનંત.
ખરી શીખ એ માનજો, મનમાં રાખી ભાવ;
સદ્દહણા જીન વચનની, કરો ધરી ચિત્ત ભાવ.